શ્રી ભગવતી સૂત્રના પચવીશમા શતકના સાતમા
ઉદ્દેશામાથી ઉદ્ધરેલુ

# શ્રી પંચસંયત પ્રકરણ

ગુજરાતી ભાષામા પ્રશ્નોત્તરરૂપે


લખનાર —
અલ્પમતિ કુવરજી આણંદજી
ભાવનગર



પ્રકાશક —
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

વિક્રમ સવત ૧૯૯૩ વીર સવત ૨૪૬૩


પ્રકરણોના અભ્યાસી
સાધુ સાધ્વી વિગેરેને માટે ભેટ

ખરીદનાર માટે
કિંમત ચાર આના

શ્રી ભગવતી સૂત્રના પચવીશમા શતકના સાતમા
ઉદ્દેશામાંથી ઉદ્ધરેલું

# શ્રી પંચસંયત પ્રકરણ

ગુજરાતી ભાષામાં પ્રશ્નોત્તરરૂપે


લખનાર —
અલ્પમતિ કુંવરજી આણંદજી
ભાવનગર



પ્રકાશક —
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

વિક્રમ સંવત ૧૯૯૩ — વીર સંવત ૨૪૬૩


પ્રકરણોના અભ્યાસી
સાધુ સાધ્વી વિગેરેને માટે ભેટ

ખરીદનાર માટે
કિંમત ચાર આના

# પ્રસ્તાવના

આ ટૂકી પ્રસ્તાવનામા માત્ર પ્રાર્થના જ કરવાની છે, કારણ કે આ પ્રકરણ રચવાનો પ્રસ્તાવ તો પ્રાસ ગિક નિવેદનમા લખેલો છે

શ્રી પ ચનિર્ગ્ર થ પ્રકરણમા પાચ પ્રકારના નિર્ગ્ર થ ઉપર ૩૬ દ્વાર ઉતારેલા છે, તે જ પ્રમાણે આ પ્રકરણમા પાચ પ્રકારના સ યત ( ચારિત્ર ) ઉપર ૩૬ દ્વાર ઉતારેલા છે તેના નામ પ્રકરણના પ્રાર ભમા આપેલા છે અને તે દરેક દ્વારનુ વિવરણ ક્રમસર આપવામા આવ્યુ છે

આ પ્રકરણની રચના એક બાળચેષ્ટારૂપ કહી શકાય તેમ છે, છતા તેને મહાપુરુષનો સ્પર્શ થયેલ હોવાથી કાઇંક કિંમત અ કાશે એમ ધારુ છુ વિદ્વાન મુનિમહારાજ વિગેરેને મારી નમ્ર પ્રાર્થના છે કે આ પ્રકરણમા મારી જે કાઇ સ્ખલના થયેલ હોય તે કૃપા કરીને જરૂર મને જણાવવા કૃપા કરવી, જેથી હુ તે પ્રમાણે સુધારવા પ્રયાસ કરીશ મૂળ ને ભાષાતર છપાવવામા શુદ્ધિને માટે બનતી સહાય લેવામા આવી છે છતા દૃષ્ટિદોષથી યા પ્રેસદોષથી કાઈ અશુદ્ધિ રહેલી જણાય તો તેને માટે પણ લખી મોકલવા તસ્દી લેવી

આવા સાહસને માટે હુ વિદ્વાન આચાર્યાદિકની ક્ષમા માગી વિરમુ છુ

ભાદરવા વદિ ૮ | કુ વરજી આણ દજી
સ ૧૯૯૩ | ભાવનગર

# પ્રાસંગિક નિવેદન

સ ૧૯૯૨ નુ ચોમાસુ આચાર્ય શ્રી વિજયનીતિસૂરિના પ્રવીણ શિષ્ય પન્યાસ શ્રી ઉદયવિજયજીએ ભાવનગરમા કર્યુ તેમની સાથે શ્રી ભગવતીસૂત્રના ૨૫ મા શતકનો છઠ્ઠો, સાતમો ઉદ્દેશો વાચતા તેમા પચનિર્ગ્રથ અને પચસયતનો અધિકાર આવ્યો તેમાથી પચનિર્ગ્રથ સબધી તો તે જ સૂત્રના ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજે પોતે જ તે નામનુ પ્રકરણ સટીક બનાવ્યું છે તે ટીકા સાથે તેમજ ગુજરાતી અર્થ વિવેચન સાથે છપાયેલ છે પચસયત સબધી તજવીજ કરતા તેને અગે કોઈ પ્રકરણ બનેલુ જણાયું નહીં તેથી મને ઉત્સાહ થતા મે મારી અલ્પમતિ પ્રમાણે ગુજરાતી ભાષામા પ્રશ્નોત્તર રૂપે તે પ્રકરણ લખ્યું અને તેમા જ્યા જ્યા પચનિર્ગ્રથની ભલામણ કરી હતી ત્યા ત્યા ભલામણ ન કરતા ત્યાથી ઉદ્ધરીને તે હકીકત જ આ ભાષાતરમા લખી છે કે જેથી આ પ્રકરણ વાચનારને પચનિર્ગ્રથ પ્રકરણ વાચવાની જરૂર ન પડે

સદરહુ પ્રકરણ મે શ્રી પાટણ વયોવૃદ્ધ પ્રવર્તક મુનિરાજ **શ્રી કાંતિવિજયજી** મહારાજને મોકલ્યું અને વાચીને સુધારી આપવા વિનતિ કરી તે પ્રકરણ તેમણે મારા પરની કૃપા દૃષ્ટિથી પોતાના પ્રશિષ્ય મુનિરાજ **શ્રી પુણ્યવિજયજી** પાસે સુધરાવીને મોકલ્યું તે સબધમા તેમનો મારા પર અત્યત ઉપકાર થયો છે તે ભૂલી શકાય તેમ નથી

ત્યાથી આવ્યા બાદ તે પ્રકરણ છપાવવાનો નિર્ણય કરી છાપવા આપ્યુ તે સાથે શ્રી ભગવતીસૂત્રમાથી તેટલો વિભાગ મૂળ ટીકા સાથે એની પાછળ જ દાખલ કરવો ઉચિત ધારી તેનો અમલ કર્યો છે

આ સાતમા ઉદ્દેશામા અમુક દ્વારોને અતરે અતરે ટીકા આપવામા આવી છે તેનો ભાવ પણ તે તે દ્વારની સાથે જ ભાષાતરમા લેવામા આવ્યો છે જેથી સમજવા માટે સગ્લતા થાય એમાથી કેટલોક ટીકા વિભાગ લખવો રહી ગયેલ તે લખીને આ સાથે સામેલ રાખેલ છે તેમા જણાવેલ ભાવ તે તે દ્વારો સાથે મેળવી લેવા વાચકવર્ગને વિનતિ છે

## ટીકાને આધારે કેટલીક વિશેષ સ્પષ્ટતા

પૃષ્ઠ ૧૦ ઉપર ૭ મુ જ્ઞાનદ્વાર ને ૭ મુ શ્રુતદ્વાર લખ્યુ છે તેમા શ્રુતદ્વાર જ્ઞાનદ્વારના પેટામા સમજવુ

પૃષ્ઠ ૧૮ ઉપર આવેલા સયમસ્થાન દ્વારના સબધમા ટીકાકારે કેટલીક વિશેષતા બતાવી છે તે નીચે પ્રમાણે—

સૂક્ષ્મસપરાય સયતના અસખ્ય સ્થાનો કહ્યા છે તે તેનો કાળ અતર્મુહૂર્તનો હોવાથી અને તેમા પ્રતિસમય ચરણવિશુદ્ધિ વિશેષ હોવાથી સમજવા

યથાખ્યાત સયતનુ એક જ સ્થાન કહ્યુ છે તે તેના કાળમા ચરણવિશુદ્ધિનુ નિર્વિશેષપણુ હોવાથી સમજવુ છે

સયમસ્થાનના અલ્પબહુત્વની ચિતામા (વિચારમા) કહ્યુ છે કે—અસદ્ભાવ સ્થાપનાવડે સકળ સયમસ્થાનને

૨૧ ની સખ્યાવાળા કલ્પવા તેમા સૌની ઉપરનુ એક સ્થાન યથાખ્યાતનુ, તેની નીચેના ચાર સ્થાન સૂક્ષ્મસપરાયના તે તેનાથી અસખ્યાતગુણા સમજવા. ત્યારપછી ચાર સ્થાન મૂકીને આઠ સ્થાન પરિહારવિશુદ્ધિકના જાણવા તેને પણ પૂર્વ કરતા અસખ્યાતગુણા સમજવા ત્યારપછી મૂકી દીધેલા ચાર, પરિહારવિશુદ્ધિવાળા આઠ ને બાકીના ચાર કુલ ૧૬ સ્થાન સામાયિક ને છેદોપસ્થાપનીય સયતના જાણવા તે પણ પૂર્વના સયમસ્થાન કરતા અસખ્યાતગુણા સમજવા

પરિણામ દ્વારમા સૂક્ષ્મસપરાય સયતની સ્થિતિ જઘન્યથી વર્ધમાન પરિણામવાળા માટે એક સમયની કહેલ છે તે સૂક્ષ્મસપરાય સયતની પ્રતિપત્તિ થયા પછી બીજે જ સમયે મરણ પામે તેની અપેક્ષાએ જાણવી ઉત્કૃષ્ટ સ્થિતિ અતર્મુહૂર્તની કહેલ છે તે તે ગુણસ્થાનનો એટલો જ કાળ હોવાથી સમજવી એ જ પ્રમાણે તેના હીયમાન પરિણામ સબધી પણ જઘન્ય ઉત્કૃષ્ટ કાળ જાણવો

યથાખ્યાત સયત માટે વર્ધમાન પરિણામનો કાળ જઘન્ય ને ઉત્કૃષ્ટ અતર્મુહૂર્ત કહેલ છે તે જે યથાખ્યાત સયતી કેવળજ્ઞાન ઉત્પન્ન કરે, ત્યારપછી શૈલેશી પ્રતિપન્ન કરે ત્યારે વર્ધમાન પરિણામ એટલા કાળ સુધી સમજવા પછી તો તેનો વ્યવચ્છેદ થાય છે અવસ્થિત પરિણામ તો જઘન્ય એક સમય કહેલ છે તે ઉપશમના કાળમા એક સમય પ્રતિપત્તિ પછી અનતર સમયે મરણ પામે તેની અપેક્ષાએ જાણવો ઉત્કૃષ્ટ અવસ્થિત કાળ દેસૂણા પૂર્વ ક્રોડ કહેલ છે તે પૂર્વ પ્રમાણે કેવળીપણે વિચરે તેને માટે સમજવો

૨૧ મા બંધ દ્વારમા સૂક્ષ્મસંપરાય સંયત કર્મોની છ મૂળ પ્રકૃતિ બાધે એમ કહ્યુ છે તેનુ કારણ એ છે કે આયુષ્ય તો તે બાધતા નથી અને બાદર કષાયના ઉદયનો અભાવ હોવાથી મોહનીય કર્મ પણ બાધતા નથી, તેથી તે બે વર્જીને બાકીની છ પ્રકૃતિ બાધે છે એમ સમજવુ

૨૨ મા વેદન દ્વારમા યથાખ્યાત સંયત સાત પ્રકૃતિ અથવા ચાર પ્રકૃતિને વેદે એમ કહેલ છે તેમા યથાખ્યાત સંયત નિર્ગ્રંથ અવસ્થામા મોહનીય ઉપશાંત કરેલ અથવા ક્ષીણ કરેલ હોવાથી મોહનીય વર્જીને સાત પ્રકૃતિને ૧૧ મે બારમે ગુણઠાણે વેદે એમ સમજવુ સ્નાતક અવસ્થામા તો ( ૧૩ મે ૧૪ મે ) ઘાતિકર્મની ચાર પ્રકૃતિ ક્ષય કરેલ હોવાથી બાકીની ચાર પ્રકૃતિને વેદે એમ સમજવુ

૨૪ મા ઉપસંપદ્હાન દ્વારમા સામાયિક સંયત સામાયિક સંયતપણુ તજીને છેદોપસ્થાપનીયપણુ પામે એમ કહ્યુ છે તે શ્રી પાર્શ્વનાથના સતાનીયા સાધુ ચાર મહાવ્રતરૂપ ધર્મથી પાચ મહાવ્રતરૂપ ધર્મ સ્વીકારે તેને માટે સમજવુ અથવા નવા શિષ્યને પાચ મહાવ્રતનુ આરોપણ કરે તેને માટે સમજવુ સામાયિક સંયત શ્રેણી માડે તો સૂક્ષ્મસંપરાયપણું પામે અને શ્રેણીથી પડતો સંયમભાવથી પ્રતિપાત થયેલ હોવાથી અસંયમાદિ ભાવને પણ પામે.

છેદોપસ્થાપનીય સંયતના સંબધમા તે પરિહારવિશુદ્ધિક સંયતપણુ સ્વીકારે એમ કહેવાની મતલબ એ છે કે છેદોપસ્થાપનીય સંયતી જ પરિહારવિશુદ્ધિકપણુ ગ્રહણ કરી શકે છે એ બે સંયત પહેલા છેલ્લા તીર્થંકરના

વારામા જ હોય છે પરિહારવિશુદ્ધિક પરિહારવિશુદ્ધિકપણુ તજીને છેદોપસ્થાપનીય સયમ સ્વીકારે એમ કહ્યુ છે તે પાછા ગચ્છાદિનો આશ્રય કરનાર માટે સમજવુ અને અસયમપણું પામવાનુ મરણ પામીને દેવગતિમા જાય તેને આશ્રયીને સમજવુ

યથાખ્યાત સયતી યથાખ્યાત સયતપણુ તજી દઇને શ્રેણીથી પડતો સૂક્ષ્મસપરાયપણુ પામે અથવા દેવગતિમા જાય તો અસયતપણુ પામે ઉપશાતમોહપણામા મરણ પામે તો દેવગતિમા જ ઉપજે છે માટે

૨૮ મા આકર્ષ દ્વારમા નાના ભવ ગ્રહણ આકર્ષના અધિકારમા છેદોપસ્થાપનીય માટે નવસોથી અધિક અને હજારની અદર આકર્ષ કહ્યા છે તે આ પ્રમાણે—એક ભવમા છ વીશ એટલે ૧૨૦ આકર્ષ થાય છે, તે પ્રમાણે આઠ ભવમા થતા હોવાથી ૧૨૦ ને આઠે ગુણતા ૯૬૦ થાય છે આ સભવ માત્રને આશ્રયીને સખ્યાવિશેષ સમજવી અન્યથા બીજી રીતે પણ થાય છે, પરતુ નવસોથી અધિક આકર્ષ થાય એમ સમજવુ ( પૃષ્ઠ ૩૨ ની નોટમા આનો હેતુ સમજાવેલ નથી એમ લખ્યુ છે, પણ ટીકામા ઉપર પ્રમાણે ખુલાસો મળી શકયો છે પૃષ્ઠ ૩૩ મા કરેલી નોટનો ખુલાસો પણ આ રીતે થઇ જાય છે )

॥ ॐ श्रीपरमात्मने नमः ॥



卐

卐 卐 **શ્રી** 卐 卐

# પંચસંયત પ્રકરણ

શ્રીભગવતી સૂત્રના પચવીશમા શતકના છઠ્ઠા ઉદ્દેશામા પચનિગ્ર થ સબધી ૩૬ દ્વાર સાથે વિસ્તારથી હકીકત આપેલ છે. ત્યારપછી સાતમા ઉદ્દેશામા પાચ સયત (ચારિત્ર) નો અધિકાર છે. તે પાંચે સયત ઉપર પણ ૩૬ દ્વાર ઉતારેલા છે પરતુ પચનિર્ગ્રથ કરતા વિવેચન સક્ષિપ્ત છે અને ઘણી બાબતમા પચનિર્ગ્રથની ભલામણ કરેલ છે

અહીં હું માત્ર સંક્ષેપથી જ પંચસંયતનું સ્વરૂપ કહેવા ઇચ્છું છું. તે પંચસંયતના નામ આ પ્રમાણેઃ–

૧ સામાયિક સંયત, ૨ છેદોપસ્થાપનીય સંયત, ૩ પરિહારવિશુદ્ધિક સંયત, ૪ સૂક્ષ્મસંપરાય સંયત અને ૫ યથાખ્યાત સંયત.

છત્રીશ દ્વાર આ પ્રમાણે છે—૧ પ્રજ્ઞાપન, ૨ વેદ, ૩ રાગ, ૪ કલ્પ, ૫ ચારિત્ર, ૬ પ્રતિસેવના (વિરાધના), ૭ જ્ઞાન, ૮ તીર્થ, ૯ લિંગ, ૧૦ શરીર, ૧૧ ક્ષેત્ર, ૧૨ કાળ, ૧૩ ગતિ, ૧૪ સંયમ, ૧૫ નિકામ–સંનિકર્ષ, ૧૬ યોગ, ૧૭ ઉપયોગ, ૧૮ કષાય, ૧૯ લેશ્યા, ૨૦ પરિણામ, ૨૧ બંધ, ૨૨ વેદ–કર્મનું વેદવું, ૨૩ ઉદીરણા, ૨૪ ઉપસંપદ–હાન (સ્વીકાર અને ત્યાગ), ૨૫ સંજ્ઞા, ૨૬ આહાર, ૨૭ ભવ, ૨૮ આકર્ષ, ૨૯ કાળમાન, ૩૦ અંતર, ૩૧ સમુદ્ઘાત, ૩૨ ક્ષેત્ર, ૩૩ સ્પર્શના, ૩૪ ભાવ, ૩૫ પરિમાણ અને ૩૬ અલ્પબહુત્વ

૧ પ્રથમ પ્રજ્ઞાપન દ્વાર કહે છે —

સામાયિક સંયતના કેટલા પ્રકાર કહ્યા છે?

ઉત્તર—બે પ્રકાર કહ્યા છે. ૧ ઇત્વરિક, ૨ યાવત્-

કથિક, જે ચારિત્ર ગ્રહણ કર્યા પછી ભવિષ્યમા છેદોપસ્થાપનીય સયતપણાનો વ્યપદેશ–વ્યવહાર[1] થાય તે ઇત્વરિક–અલ્પકાલિક સામાયિક સયત કહેવાય છે અને જે સામાયિક ચારિત્ર લીધા પછી બીજો વ્યપદેશ ન થાય તે યાવત્કથિક સામાયિકસયત કહેવાય છે.

છેદોપસ્થાપનીય સયતના કેટલા પ્રકાર કહ્યા છે ?

ઉત્તર—બે પ્રકાર કહ્યા છે ૧ સાતિચાર ને ૨ નિરતિચાર. અતિચારયુક્ત સાધુને દીક્ષાપર્યાય છેદી ફરીને મહાવ્રત અપાય તે સાતિચાર છેદોપસ્થાપનીય કહેવાય અને નવદીક્ષિત સાધુને તથા શ્રી પાર્શ્વનાથના તીર્થમાથી શ્રીમહાવીરસ્વામીના તીર્થમા પ્રવેશ કરનાર સાધુને ફરી મહાવ્રત આપવા તે નિરતિચાર છેદોપસ્થાપનીય કહેવાય છે. છેદોપસ્થાપનીય ચારિત્રવાળા સાધુ પહેલા ને છેલ્લા તીર્થંકરના તીર્થમા જ હોય છે.

પરિહારવિશુદ્ધિક સયતના કેટલા પ્રકાર કહ્યા છે ?

ઉત્તર—બે પ્રકાર કહ્યા છે. ૧ નિર્વિશમાનક

---

૧ આવો વ્યપદેશ ભ ત ઐરવત ક્ષેત્રમા પહેલા-છેલ્લા તીર્થંકરના તીર્થમા વર્તતા સાધુઓને મહાવ્રતની આરોપણા કરતી વખત થાય છે તેમજ ત્રેવીશમા તીર્થંકરના સાધુઓ ચોવીશમા તીર્થંકરના તીર્થમા દાખલ થાય તેમને પણ થાય છે

(તપ કરનાર) ને ૨ નિર્વિષ્ટકાયિક[1] (પરિહારવિશુદ્ધિક ચારિત્ર સેવી લીધુ હોય તે—અનુચર.)

સૂક્ષ્મસ પરાયસ યતના કેટલા પ્રકાર કહ્યા છે ?

ઉત્તર—બે પ્રકાર કહ્યા છે ૧ સ ક્લિશ્યમાનક (ઉપશમશ્રેણીથી પડતો), ૨ વિશુદ્ધમાનક (ઉપશમશ્રેણિ કે ક્ષપકશ્રેણિ પર ચડતો).

યથાખ્યાતસ યતના કેટલા પ્રકાર કહ્યા છે ?

ઉત્તર—બે પ્રકાર કહ્યા છે. ૧ છદ્મસ્થ (૧૧ મે, ૧૨ મે ગુણસ્થાને) ૨ કેવળી (૧૩ મે, ૧૪ મે ગુણસ્થાને)

સામાયિક ચારિત્ર સ્વીકાર્યા પછી ચાર મહાવ્રતરૂપ પ્રધાન ધર્મને મન, વચન, કાયાથી-ત્રિવિધે જે પાળે તે સામાયિકસ યત કહેવાય.

પૂર્વના પર્યાયનો છેદ કરી જે પોતાના આત્માને પાચ મહાવ્રતરૂપ ધર્મમા સ્થાપે તે છેદોપસ્થાપનીયસ યત કહેવાય.

મન, વચન, કાયાથી ત્રિવિધે પાળતો અમુક પ્રકારનુ તપ કરે તે પરિહારવિશુદ્ધિકસયત કહેવાય

જે સજ્વલન લોભના અણુઓને વેદતો ચારિત્ર-મોહને ઉપશમાવે કે ક્ષય કરે તે સુક્ષ્મસપરાયસયત કહેવાય. તે યથાખ્યાતસયતથી કાંઈક ન્યૂન હોય છે.

મોહનીય કર્મ ઉપશાત કે ક્ષીણ થયા પછી જે છદ્મસ્થ હોય કે જિન હોય તે યથાખ્યાતસયત કહેવાય[1] છે.

૨ બીજુ વેદ દ્વાર—

સામાયિકસયત વેદવાળો હોય કે અવેદક હોય ?

ઉત્તર—વેદક હોય અને અવેદક પણ હોય. નવમા ગુણઠાણા સુધી સામાયિકસયત કહેવાય છે. નવમે ગુણઠાણે વેદનો ઉપશમ કે ક્ષય થાય છે તેથી ત્યા સામાયિકસયત અવેદક હોય છે. તેના પૂર્વવર્ત્તી ગુણસ્થાનમા સવેદક હોય છે તે ત્રણે વેદવાળા હોય છે. છેદોપસ્થાપનીય માટે પણ સામાયિકસયત

૧ પ્રથમના બે સયત ૬-૭-૮-૯ મા ગુણઠાણા સુધી હોય છે, ત્રીજુ છઠ્ઠે સાતમે જ હોય છે, ચોથુ દશમે ગુણઠાણે હોય છે ને પાચમુ ૧૧-૧૨-૧૩-૧૪ એ ચાર ગુણઠાણે હોય છે

પ્રમાણે જાણવુ. પરિહારવિશુદ્ધિકસયત પુરુષવેદી કે કૃતનપુસકવેદી હોય છે. સૂક્ષ્મસ પરાય અને યથાખ્યાતસયત અવેદક હોય છે

૩ ત્રીજુ રાગ દ્વાર—

સામાયિકસયત સરાગી (રાગવાળો) હોય કે વીતરાગ હોય?

ઉત્તર—સામાયિકસંયત, છેદોપસ્થાપનીયસયત, પરિહારવિશુદ્ધિક સયત ને સૂક્ષ્મસ પરાય સયત એ ચારે સયત રાગવાળા હોય યથાખ્યાતસયત (૧૧-૧૨-૧૩-૧૪ ગુણસ્થાનવાળા) વીતરાગ હોય તેના બે પ્રકાર (છદ્મસ્થ ને કેવળી) ઉપર કહ્યા પ્રમાણે જાણવા

૪ ચોથુ કલ્પ દ્વાર—

સામાયિકસયત સ્થિતકલ્પમા હોય કે અસ્થિતકલ્પમા હોય?

ઉત્તર—સ્થિતકલ્પમા હોય ને અસ્થિતકલ્પમા પણ હોય

છેદોપસ્થાપનીયસયત સ્થિતકલ્પમા હોય કે અસ્થિતકલ્પમા હોય?

- ઉત્તર—સ્થિતકલ્પપણામા હોય, અસ્થિતકલ્પપણામાં ન હોય. અસ્થિતકલ્પ મધ્યના ૨૨ તીર્થંકરના તીર્થમા ને મહાવિદેહમાં હોય છે. ત્યાં છેદોપસ્થાપનીયસંયત જ નથી.

પરિહારવિશુદ્ધિકસંયત માટે પણ તે જ પ્રમાણે સમજવું.

સૂક્ષ્મસંપરાયસંયત ને યથાખ્યાતસંયત માટે સામાયિકસંયત પ્રમાણે સમજવું.

કલ્પનો બીજો પ્રકાર—

સામાયિકસંયત જિનકલ્પમા હોય? સ્થવિરકલ્પમા હોય કે કલ્પાતીત હોય?

ઉત્તર—તે જિનકલ્પમા હોય, સ્થવિરકલ્પમા હોય ને કલ્પાતીતપણે પણ હોય.

છેદોપસ્થાપનીયસંયત ને પરિહારવિશુદ્ધિકસંયત જિનકલ્પમા હોય? સ્થવિરકલ્પમા હોય કે કલ્પાતીત હોય?

ઉત્તર—જિનકલ્પમાં હોય, સ્થવિરકલ્પમા હોય, કલ્પાતીત ન હોય.

સૂક્ષ્મસંપરાયસંયત ને યથાખ્યાતસંયત જિન-કલ્પમાં હોય, સ્થવિરકલ્પમાં હોય કે કલ્પાતીત હોય?

ઉત્તર—જિનકલ્પ ને સ્થવિરકલ્પમાં ન હોય, કલ્પાતીત હોય.

૫ મું ચારિત્ર દ્વાર—

અહીં પુલાકાદિ પાંચ નિર્ગ્રંથરૂપ ચારિત્ર સમજવું તે કહે છે—

સામાયિકસંયત પુલાક હોય? બકુશ હોય? કુશીલ હોય? નિર્ગ્રંથ હોય કે સ્નાતક હોય?

ઉત્તર—પુલાક હોય, બકુશ હોય, કષાય કુશીલ હોય પણ નિર્ગ્રંથ કે સ્નાતક ન હોય

છેદોપસ્થાપનીય માટે પણ એ જ પ્રમાણે સમજવું.

પરિહારવિશુદ્ધિક માટે શી રીતે સમજવું?

ઉત્તર—તે પુલાક ન હોય, બકુશ ન હોય, પ્રતિસેવના કુશીલ ન હોય, નિર્ગ્રંથ ન હોય, સ્નાતક ન હોય; માત્ર કષાયકુશીલ હોય.

સૂક્ષ્મસંપરાય માટે એ જ પ્રમાણે સમજવું.

યથાખ્યાતસંયત નિર્ગ્રંથ હોય અથવા સ્નાતક હોય; બીજા ન હોય.

૬ પ્રતિસેવના દ્વાર—

સામાયિકસંયત પ્રતિસેવક-( ચારિત્રવિરાધક ) હોય કે અપ્રતિસેવક-(ચારિત્રનો અવિરાધક) હોય ?

ઉ૦-પ્રતિસેવક હોય અને અપ્રતિસેવક પણ હોય.

જો પ્રતિસેવક હોય તો અહિંસાદિ મૂળગુણનો પ્રતિસેવક હોય કે પ્રત્યાખ્યાનાદિ ઉત્તરગુણનો પ્રતિસેવક હોય ?

ઉત્તર—મૂળગુણનો પ્રતિસેવક ( વિરાધક ) હોય અને ઉત્તરગુણનો પણ પ્રતિસેવક હોય. મૂળગુણની વિરાધના કરતો પાંચ આશ્રવમાંથી કોઇ એક આશ્રવને સેવે તથા ઉત્તરગુણની વિરાધના કરતો દશ પ્રકારના પ્રત્યાખ્યાનમાંથી કોઇ એક પ્રત્યાખ્યાનને વિરાધે.

છેદોપસ્થાપનીયસંયત માટે એ જ પ્રમાણે જાણવું.

પરિહારવિશુદ્ધિક સંયત પ્રતિસેવક ( વિરાધક ) હોય કે અપ્રતિસેવક ( અવિરાધક ) હોય ?

ઉત્તર—અપ્રતિસેવક હોય, પ્રતિસેવક ન હોય.

સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાતસંયત માટે પણ એ પ્રમાણે જ જાણવું

૭ મુ જ્ઞાન દ્વાર—

સામાયિકસંયતને કેટલા જ્ઞાન હોય ?

ઉત્તર—બે, ત્રણ કે ચાર જ્ઞાન હોય. એ પ્રમાણે સૂક્ષ્મસંપરાય સુધી જાણવું. (એ ચાર જ્ઞાન ભજનાએ હોય)

યથાખ્યાતસંયતને ૧૧ મે, ૧૨ મે ગુણઠાણે ચાર જ્ઞાન ભજનાએ હોય અને ૧૩ મે, ૧૪મે ગુણઠાણે કેવળજ્ઞાન નિર્ણીત હોય.

૭ મુ શ્રુત દ્વાર—

સામાયિકસંયત કેટલું શ્રુત ભણે ?

ઉત્તર—જઘન્ય આઠ પ્રવચનમાતારૂપ શ્રુતનું અધ્યયન કરે, ઉત્કૃષ્ટ ચૌદ પૂર્વ સુધી અધ્યયન કરે.

છેદોપસ્થાપનીયસંયત માટે એ જ પ્રમાણે સમજવું

પરિહારવિશુદ્ધિકસંયત કેટલું શ્રુત ભણે ?

ઉત્તર—જઘન્ય નવમા પૂર્વની ત્રીજી આચાર-વસ્તુ સુધી ભણે, ઉત્કૃષ્ટ અપૂર્ણ દશ પૂર્વ ભણે.

સૂક્ષ્મસ પરાયસ યત માટે સામાયિકસ યત પ્રમાણે સમજવું.

યથાખ્યાતસ યત કેટલુ શ્રુત ભણે ?

ઉત્તર—જઘન્ય અષ્ટપ્રવચનમાતારૂપ શ્રુત ભણે અને ઉત્કૃષ્ટ ચૌદ પૂર્વ ભણે અથવા શ્રુતરહિત (કેવળજ્ઞાની) હોય.

૮ મુ તીર્થ દ્વાર—

સામાયિકસ યત તીર્થમા જ હોય કે તીર્થના અભાવમાં પણ હોય ?

ઉત્તર—તીર્થમા હોય અને અતીર્થમાં પણ હોય.

જો અતીર્થમાં પણ હોય તો તીર્થ કર હોય કે પ્રત્યેકબુદ્ધ હોય ?

ઉત્તર—તીર્થંકર હોય અને પ્રત્યેકબુદ્ધ પણ હોય.

છેદોપસ્થાપનીય ને પરિહારવિશુદ્ધિકસ યત તીર્થમા જ હોય, અતીર્થમા ન હોય સૂક્ષ્મસ પરાય

ને યથાખ્યાતસયત માટે સામાયિકસયત પ્રમાણે જાણવુ.

૯ મુ લિગ દ્વાર—

સામાયિકસયત સ્વલિગ (સાધુના વેશ) માં હોય, અન્યલિગ (તાપસાદિના વેશ) મા હોય કે ગૃહસ્થલિગમા હોય ?

ઉત્તર—દ્રવ્યલિગને આશ્રયી સ્વલિગમા હોય, અન્યલિગમા હોય અને ગૃહસ્થલિગમાં પણ હોય. ભાવલિગને આશ્રયી સ્વલિગમા જ હોય.

પરિહારવિશુદ્ધિક સ્વલિગમા હોય, અન્ય-લિગમા હોય કે ગૃહસ્થલિગમા હોય ?

ઉત્તર—તે દ્રવ્યલિગ, ભાવલિગને આશ્રયી સ્વલિગમા જ હોય, અન્યલિગમા કે ગૃહસ્થ લિગમા ન હોય

છેદોપસ્થાપનીય, સૂક્ષ્મસપરાય ને યથાખ્યાત માટે સામાયિકસયત પ્રમાણે જાણવુ એટલે કે તે ત્રણે લિગમા હોય.

૧૦ મુ શરીર દ્વાર—

સામાયિક સયતને કેટલા શરીર હોય ?

ઉત્તર—ત્રણ, ચાર કે પાંચ શરીર હોય. ત્રણ શરીર હોય ત્યારે ઔદારિક, તૈજસ ને કાર્મણ શરીર હોય, ચાર શરીર હોય ત્યારે ઔદારિક, તૈજસ, કાર્મણ ને વૈક્રિય શરીર હોય. પાચ શરીર હોય ત્યારે ઔદારિક, તેજસ, કાર્મણ, વૈક્રિય ને આહારક શરીર હોય.

છેદોપસ્થાપનીય માટે પણ એ જ પ્રમાણે સમજવુ.

પરિહારવિશુદ્ધિક, સૂક્ષ્મસ પરાય ને યથાખ્યાત-સચતને ઔદારિક, તૈજસ ને કાર્મણ ત્રણ શરીર જ હોય.

૧૧ મુ ક્ષેત્ર દ્વાર—

સામાયિકસ યત કર્મભૂમિમા હોય કે અકર્મ-ભૂમિમા હોય ?

ઉત્તર—જન્મને અને સદ્ભાવને આશ્રયીને કર્મભૂમિમાં હોય, અકર્મભૂમિમાં ન હોય. સ હરણને આશ્રયીને અકર્મભૂમિમાં પણ હોય

છેદોપસ્થાપનીયસ યત માટે એ જ પ્રમાણે સમજવુ.

પરિહારવિશુદ્ધિકસંયત કર્મભૂમિમાં જ હોય, અકર્મભૂમિમાં ન હોય (એનું સંહરણ થતું નથી.)

સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાતસંયત માટે સામાયિકસંયત પ્રમાણે જાણવું.

૧૨ મું કાળ દ્વાર—

સામાયિકસંયત ઉત્સર્પિણી કાળે હોય, અવસર્પિણી કાળે હોય કે નોઉત્સર્પિણીનોઅવસર્પિણી કાળે હોય ?

ઉત્તર—ઉત્સર્પિણી કાળે હોય, અવસર્પિણી કાળે હોય અને નોઉત્સર્પિણીનોઅવસર્પિણી કાળે પણ હોય

જો ઉત્સર્પિણી કાળે હોય તો કયા આરામાં હોય?

ઉત્તર—જન્મને આશ્રયીને દુષમા, દુષમસુષમા ને સુષમદુષમા (બીજો, ત્રીજો ને ચોથો) એ ત્રણે આરે હોય, સદ્ભાવને આશ્રયી ત્રીજા ચોથામાં જ હોય સંહરણને આશ્રયીને કોઈ પણ કાળે હોય.

જો અવસર્પિણી કાળે હોય તો જન્મ ને સદ્ભાવને આશ્રયીને સુષમદુષમા, દુષમસુષમા ને દુષમા (ત્રીજો, ચોથો ને પાંચમો આરો) એ ત્રણે આરે

હોય, બાકીના ત્રણ આરે ન હોય. સહરણને આશ્રીને બધે આરે હોય.

નોઉત્સર્પિણીનોઅવસર્પિણી કાળે હોય તો મહાવિદેહમાં દુષમસુષમા સમાન આરે હોય એટલે ચોથા આરા જેવા ભાવ વર્તે ત્યાં હોય.

સામાયિકસયત પ્રમાણે જ છેદોપસ્થાપનીય સયત માટે સમજવુ, પરતુ એટલુ વિશેષ કે જન્મ અને સદ્ભાવની અપેક્ષાએ ચારે પરિભાગમાં સુષમ-સુષમા, સુષમા, સુષમદુષમા ને દુષમસુષમા સમાન કાળે ન હોય એટલે જ્યા આ ચારમાથી એક કાળ કાયમ માટે વર્તે છે ત્યાં ન લાભે. સહરણની અપેક્ષાએ ચારમાથી કોઇ પણ એક પરિભાગમા હોય.

પરિહારવિશુદ્ધિકસયત કયે કાળે હોય ?

ઉત્તર—ઉત્સર્પિણી કાળે હોય,અવસર્પિણી કાળે હોય, નોઉત્સર્પિણીનોઅવસર્પિણી કાળે ન હોય, ઉત્સર્પિણી અવસર્પિણીમા હોય તો ત્રીજા, ચોથા ને પાચમા આરાસમાન કાળે હોય, બીજા ત્રણ આરા-સમાન કાળે ન હોય.

પરિહારવિશુદ્ધિક ઉત્સિર્પિણી કાળે જન્મને

આશ્રી બીજા, ત્રીજા, ચોથા આરામા હોય અને સદ્‌ભાવને આશ્રી ત્રીજા, ચોથા આરામા જ હોય. અવસર્પિણી કાળે જન્મને આશ્રી ત્રીજા, ચોથામા હોય અને સદ્‌ભાવને આશ્રી ત્રીજા, ચોથા, પાચમા આરામા પણ હોય

સૂક્ષ્મસ પરાયસ યત જન્મ અને સદ્‌ભાવને આશ્રયીને ઉપર જણાવેલા ત્રણ કાળમા હોય. આરાને આશ્રયીને સામાયિક સ યત પ્રમાણે હોય યથાખ્યાતને આશ્રયીને તે જ પ્રમાણે જાણવુ સ હરણને આશ્રયી ને [1]છએ આરા સમાન કાળે જાણવુ

૧૩ મુ ગતિ દ્વાર—

સામાયિક સયત મરણ પામીને કઇ ગતિમા જાય?

ઉત્તર—દેવગતિમા જાય

પ્રશ્ન—દેવગતિમા જાય તો ભવનવાસીમાં જાય? વાણવ્ય તરામા જાય? જ્યોતિષીમા જાય કે વૈમાનિકમા જાય?

---

૧ સૂક્ષ્મસ પરાય કે યથાખ્યાત ચારિત્રીનુ સ હરણ થતુ નથી પરતુ ત્યા ગયા પછી તે ચારિત્ર પામે તેની અપેક્ષાએ છએ આરામા લભ્ય થાય એમ કહ્યુ છે

ઉત્તર–ભવનવાસી, વાણવ્ય તર ને જ્યોતિષીમાં ન જાય, વૈમાનિકમા જાય. વૈમાનિકમા જઘન્ય પ્રથમ દેવલોકે ને ઉત્કૃષ્ટ અનુત્તર વિમાને જાય. તેમા પણ અવિરાધક હોય તો ઇંદ્રપણેઉપજે, યાવત્ અહમિ દ્રપણે ઉપજે અને વિરાધક હોય તો ભવનપત્યાદિ કોઈ પણ દેવમા ઉપજે.

છેદોપસ્થાપનીય માટે એ પ્રમાણે સમજવુ.

પરિહારવિશુદ્ધિક સયત વૈમાનિકમા જ ઉપજે. તે જઘન્ય સાધર્મ કલ્પમાં ને ઉત્કૃષ્ટ આઠમા સહસ્રાર કલ્પમા ઉપજે.

સૂક્ષ્મસપરાય સયત અજઘન્યોત્કૃષ્ટ અનુત્તર વિમાનમા ઉપજે.

યથાખ્યાત સયત દેવગતિમા ઉપજે તો અજઘન્યોત્કૃષ્ટ અનુત્તર વિમાનમા જ ઉપજે અથવા સિદ્ધિગતિને પામે

( સ્થિતિ ) દેવલોકમા ઉપજતા સામાયિક સયતની સ્થિતિ જઘન્ય બે પલ્યોપમની ને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમની સમજવી.

છેદોપસ્થાપનીય સયતની પણ એ પ્રમાણે જ સમજવી

પરિહારવિશુદ્ધિકની જઘન્ય બે પલ્યોપમની ને ઉત્કૃષ્ટ અઢાર સાગરોપમની જાણવી

સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાતની વૈમાનિકમાં જાય તો તેત્રીશ સાગરોપમની સ્થિતિ સમજવી.

૧૪ મું સંયમસ્થાન દ્વાર—

સામાયિક સંયતના સંયમસ્થાન કેટલા કહ્યા છે?

ઉત્તર—અસંખ્યાત કહ્યા છે એ જ પ્રમાણે છેદોપસ્થાપનીય સંયત ને પરિહારવિશુદ્ધિક સંયત માટે સમજવું

સૂક્ષ્મસંપરાયના અસંખ્ય સ્થાનો કહ્યા છે અને તેની સ્થિતિ અંતર્મુહૂર્તની કહી છે

યથાખ્યાત સંયતનું સંયમસ્થાન એક જ કહ્યું છે.

(અલ્પબહુત્વ) યથાખ્યાત સંયતનું સંયમસ્થાન એક જ હોવાથી તે સર્વથી અલ્પ છે, તેથી સૂક્ષ્મસંપરાયના સ્થાન અંતર્મુહૂર્ત સુધી રહેનારા અસંખ્યગુણા છે, તેથી પરિહારવિશુદ્ધિકના અસંખ્યાતગુણા છે, તેથી સામાયિક સંયત ને છેદોપસ્થાપનીય સંયતના અસંખ્યાતગુણા છે અને પરસ્પર સરખા છે.

એ પ્રમાણે છેદોપસ્થાપનીય ને પરિહારવિશુ-દ્ધિકની સાથે જાણવુ. પોતાના સજાતીય પર્યાયની અપેક્ષાએ કદાચ હીન હોય, કદાચ અધિક હોય ને કદાચ તુલ્ય હોય. હીન હોય તો અનતગુણ હીન હોય ને અધિક હોય તો અનતગુણ અધિક હોય

પ્રશ્ન—સૂક્ષ્મસ પરાય સયત યથાખ્યાત સયતના વિજાતીય ચારિત્રપર્યવોની અપેક્ષાએ હીન છે, અધિક છે કે તુલ્ય છે ?

ઉત્તર—હીન છે, તુલ્ય નથી અને અધિક પણ નથી. હીન પણ અનતગુણ હીન છે. યથાખ્યાત સયત નીચેના ચારે સયતની અપેક્ષાએ હીન નથી, તુલ્ય નથી પણ અધિક છે. અને તે અનતગુણા ધિક છે. સ્વસ્થાનમા હીન નથી, અધિક નથી પણ તુલ્ય છે.

(અલ્પબહુત્વ) પાચે પ્રકારના સયતમાં એમના જઘન્ય અને ઉત્કૃષ્ટ પર્યવોમા કોણ કોનાથી ઓછા છે, વધતા છે, યાવત્ વિશેષાધિક છે ?

ઉત્તર—સામાયિક સયત અને છેદોપસ્થાપનીય સયત એ બનેના જઘન્ય ચારિત્રપર્યવો પરસ્પર

એ પ્રમાણે પરિહારવિશુદ્ધિક સયતના સબધમા પણ જાણવુ.

સામાયિક સયત સૂક્ષ્મસપરાય સયતના વિજાતીય ચારિત્રપર્યાયના સબધની અપેક્ષાએ હીન હોય, અધિક હોય કે તુલ્ય હોય?

ઉત્તર—હીન હોય, તુલ્ય ન હોય, અધિક પણ ન હોય. હીન પણ અનતગુણહીન સમજવા એ પ્રમાણે યથાખ્યાત સયત માટે પણ જાણવુ

છેદોપસ્થાપનીય પણ નીચેના ત્રણે ચારિત્રની અપેક્ષાએ છસ્થાનપતિત છે અને ઉપરના બે ચારિત્રની અપેક્ષાએ અનતગુણહીન છે

જેમ છેદોપસ્થાપનીય સબધે તેમજ પરિહારવિશુદ્ધિક સબધે સમજવુ

પ્રશ્ન—સૂક્ષ્મસપરાય સયત સામાયિક સયતના વિજાતીય પર્યાયોની અપેક્ષાએ શુ હીન છે, અધિક છે કે તુલ્ય છે?

ઉત્તર—તે હીન નથી, તુલ્ય નથી, પણ અધિક છે અને તે અનતગુણ અધિક છે

એ પ્રમાણે છેદોપસ્થાપનીય ને પરિહારવિશુદ્ધિકની સાથે જાણવુ. પોતાના સજાતીય પર્યાયની અપેક્ષાએ કદાચ હીન હોય, કદાચ અધિક હોય ને કદાચ તુલ્ય હોય હીન હોય તો અનતગુણ હીન હોય ને અધિક હોય તો અનતગુણ અધિક હોય.

પ્રશ્ન—સૂક્ષ્મસ પરાય સયત યથાખ્યાત સયતના વિજાતીય ચારિત્રપર્યવોની અપેક્ષાએ હીન છે, અધિક છે કે તુલ્ય છે ?

ઉત્તર—હીન છે, તુલ્ય નથી અને અધિક પણ નથી. હીન પણ અનતગુણ હીન છે. યથાખ્યાત સ યત નીચેના ચાર સ યતની અપેક્ષાએ હીન નથી, તુલ્ય નથી પણ અધિક છે. અને તે અનતગુણાધિક છે. સ્વસ્થાનમા હીન નથી, અધિક નથી પણ તુલ્ય છે.

( અલ્પબહુત્વ )પાચે પ્રકારના સ યતમાં એમના જઘન્ય અને ઉત્કૃષ્ટ પર્યવોમા કોણ કોનાથી ઓછા છે, વધતા છે, યાવત્ વિશેષાધિક છે ?

ઉત્તર—સામાયિક સ યત અને છેદોપસ્થાપનીય સ યત એ બનેના જઘન્ય ચારિત્રપર્યવો પરસ્પર

સરખા અને મોથી થાડા છે. તેથી પરિહારવિશુદ્ધિકના જઘન્ય પર્યવો અનંતગુણા છે અને તેથી તેના જ ઉત્કૃષ્ટ ચારિત્રપર્યવો અનંતગુણા છે અને તેથી સામાયિક સંયત અને છેદોપસ્થાપનીય સંયતના ઉત્કૃષ્ટ ચારિત્રપર્યવો અનંતગુણા છે ને પરસ્પર સરખા છે તેથી સૂક્ષ્મસંપરાયના જઘન્ય પર્યવો અનંતગુણા છે અને તેના જ ઉત્કૃષ્ટ ચારિત્રપર્યવો અનંતગુણા છે તેથી યથાખ્યાતસંયતના અજઘન્ય ને અનુત્કૃષ્ટ ચારિત્રપર્યવો અનંતગુણા છે

૧૬ મુ યોગ દ્વાર—

સામાયિક સંયત સયોગી હોય કે અયોગી હોય?

ઉત્તર—સયોગી હોય, અયોગી ન હોય સયોગી હોય તે મનયોગી-વચનયોગી-કાયયોગી હોય એ પ્રમાણે સૂક્ષ્મસંપરાય સુધી જાણવું.

યથાખ્યાત સંયત સયોગી હોય કે અયોગી હોય?

ઉત્તર—સયોગી હોય અને અયોગી પણ હોય સયોગી હોય તો ત્રણે યોગવાળા (૧૧-૧૨-૧૩ મે) હોય અને અયોગી ચૌદમે ગુણઠાણે વર્તતા હોય

૧૭ મુ ઉપયોગ દ્વાર—

સામાયિક સયત સાકાર ( જ્ઞાન ) ઉપયોગી હોય કે અનાકાર ( દર્શન ) ઉપયોગી હોય ?

ઉત્તર—સાકાર ઉપયોગવાળા હોય અને અનાકાર ઉપયોગવાળા પણ હોય એ પ્રમાણે યથાખ્યાત સુધી સમજવુ. એટલુ વિશેષ કે સૂક્ષ્મસપરાય સયત સાકારોપયોગે જ હોય અનાકારોપયોગે ન હોય

૧૮ મુ કષાય દ્વાર—

સામાયિક સયત કષાયવાળા હોય કે કષાય રહિત હોય ?

ઉત્તર—કષાયવાળા હોય, કષાય રહિત ન હોય. કષાયવાળા તે ક્રોધ, માન, માયા, લોભ ચારે કષાયવાળા હોય. એ પ્રમાણે છેદોપસ્થાપનીય માટે સમજવુ પરતુ તે શ્રેણિગત હોય તો ચાર, ત્રણ, બે ને એક કષાયવાળા હોય. ચાર હોય તો ક્રોધાદિ ચાર, ત્રણ હોય તો માનાદિ ત્રણ, બે હોય તો માયા ને લોભ, એક હોય તો માત્ર સજ્વલન લોભ જાણવો. છેદોપસ્થાપનીય માટે તે જ પ્રમાણે જાણવુ.

પરિહારવિશુદ્ધિક સયત માટે સકષાયી હોય

અને ચારે કષાય હોય એમ સમજવુ; કારણ કે તે સયત શ્રેણિગત હોતા નથી.

સૂક્ષ્મસપરાય સયત એક સજ્વલન લોભ કષાયવાળા હોય

યથાખ્યાત સયત સકષાયી હોય કે અકષાયી હોય?

ઉત્તર—અકષાયી હોય

અકષાયી હોય તો ઉપશાત કષાયી હોય કે ક્ષીણકષાયી હોય ?

ઉત્તર—ઉપશાત કષાયી હોય અને ક્ષીણકષાયી પણ હોય

૧૯ મુ લેશ્યા દ્વાર—

સામાયિક સયત લેશ્યાવાળા હોય કે લેશ્યા રહિત હોય ?

ઉત્તર—લેશ્યાવાળા હોય, લેશ્યા રહિત ન હોય.

લેશ્યાવાળા હોય તો કેટલી લેશ્યા હોય ?

ઉત્તર—છએ લેશ્યાઓ હોય. [1]છેદોપસ્થાપનીય માટે પણ એ પ્રમાણે સમજવુ

૧ ત્રણ શુભ લેશ્યા તેજો, પદ્મ ને શુક્લ સમજવી બીજી ત્રણ અશુભ લેશ્યા કૃષ્ણ, નીલ ને કાપોત સમજવી એમ કુલ છ સમજવી.

પરિહારવિશુદ્ધિક સંયત ત્રણ શુભ લેશ્યાવાળા હોય, અલેશી ન હોય.

સૂક્ષ્મસંપરાય સંયત માત્ર શુક્લ લેશ્યાવાળા હોય.

યથાખ્યાત સંયત લેશ્યાવાળા હોય અને લેશ્યા રહિત પણ હોય. લેશ્યાવાળા હોય તો પરમ શુક્લ લેશ્યાવાળા હોય ચૌદમે ગુણઠાણે યથાખ્યાત સંયમી લેશ્યાવિનાના હોય.

૨૦ નીશમું પરિણામ દ્વાર—

સામાયિક સંયત ચડતા પરિણામવાળા હોય, પડતા પરિણામવાળા હોય કે સ્થિર પરિણામવાળા હોય ?

ઉત્તર-ચડતા પરિણામવાળા હોય, પડતા પરિણામવાળા હોય અને સ્થિર પરિણામવાળા પણ હોય આ પ્રમાણે છેદોપસ્થાપનીય ને પરિહારવિશુદ્ધિક સંયત માટે જાણવું.

સૂક્ષ્મસંપરાય સંયત શ્રેણીએ ચડતા ચડતા પરિણામવાળા હોય અને શ્રેણીથી પડતાં પડતા પરિણામવાળા હોય. સ્થિર પરિણામવાળા ન હોય.

વેદે ત્યારે આયુ, નામ, ગોત્ર ને વેદનીય એ ચાર
પ્રકૃતિઓ (૧૩ મે ૧૪ મે ગુણઠાણે વર્તતા) સમજવી.

૨૩ મુ ઉદીરણા દ્વાર—

સામાયિક સયત કેટલી કર્મપ્રકૃતિઓને ઉદીરે ?

ઉત્તર–આત કર્મપ્રકૃતિઓને ઉદીરે, આઠ કર્મ-
પ્રકૃતિઓને ઉદીરે અથવા છ કર્મપ્રકૃતિઓને ઉદીરે
સાતને ઉદીરે ત્યારે આયુ વિના સાત સમજવી.
આઠને ઉદીરે ત્યારે બધી કર્મપ્રકૃતિઓને ઉદીરે એમ
સમજવુ અને છને ઉદીરે તો આયુ ને વેદનીય વિના
છને ઉદીરે એમ સમજવુ.

એ જ પ્રમાણે છેદોપસ્થાપનીય ને પરિહારવિશુ-
દ્ધિક માટે સમજવુ.

સૂક્ષ્મસપરાય સયત છને ઉદીરે અથવા પાચને
ઉદીરે છને ઉદીરે તો આયુ ને વેદનીય વિના છ
કર્મપ્રકૃતિ સમજવી પાચને ઉદીરે ત્યારે આયુ,
વેદનીય ને મોહનીય વિના પાચ સમજવી

યથાખ્યાત સયત પાચને ઉદીરે, બેને ઉદીરે
અથવા અનુદીરક હોય. પાચને ઉદીરે ત્યારે આયુ,
વેદનીય ને મોહનીય વિના પાંચ પ્રકૃતિ (૧૧ મે ગુણ-

ઠાણે વર્તતા) સમજવી. બેને ઉદીરે ત્યારે નામ ને ગોત્ર એ બે કર્મપ્રકૃતિઓ (૧૩ મે ગુણઠાણે વર્તતા) સમજવી અથવા અનુદીરક (૧૪ મે ગુણઠાણે વર્તતા ) સમજવા

૨૪ મુ ઉપસંપદ-હાન દ્વાર—

સામાયિક સયત સામાયિકસયતપણાનો ત્યાગ કરતો શુ છોડે અને શુ પ્રાપ્ત કરે ?

ઉત્તર—સામાયિકસયતપણાનો ત્યાગ કરે અને છેદોપસ્થાપનીયપણુ, સૂક્ષ્મસ પરાયપણુ, અસયમ કે સયમાસયમ ( શ્રાવકપણુ ) પ્રાપ્ત કરે.

છેદોપસ્થાપનીયસયત શુ છોડે ને શુ પ્રાપ્ત કરે ?

ઉત્તર—છેદોપસ્થાપનીયપણાનો ત્યાગ કરે અને સામાયિકસયતપણુ, પરિહારવિશુદ્ધિકપણુ, સૂક્ષ્મ-સપરાયપણુ, અસયમ કે દેશસયમ પ્રાપ્ત કરે.

( પ્રથમ તીર્થંકરના સાધુ બીજા તીર્થંકરના શાસનમા પ્રવેશ કરે ત્યારે છેદોપસ્થાનીયપણુ છોડીને સામાયિકસયતપણુ સ્વીકારે )

પરિહારવિશુદ્ધિક સયત પરિહા-વિશુદ્ધિકપણુ

છોડી ગચ્છમા પ્રવેશ કરે ત્યારે છેદોપસ્થાપનીયપણુ પ્રાપ્ત કરે અને દેવગતિમા જાય તો અસ યતપણુ પામે

સૂક્ષ્મસ પરાયસ યત સૂક્ષ્મસ પરાયપણુ છોડી [1]સામાયિકસ યતપણુ, [2]છેદોપસ્થાપનીયપણુ, યથાખ્યાતસ યતપણુ કે અસ યમ પ્રાપ્ત કરે

યથાખ્યાતસ યત યથાખ્યાતસ યતપણુ છોડી સૂક્ષ્મસ પરાયપણુ પ્રાપ્ત કરે, અસ યમી થાય અથવા સિદ્ધિગતિને પ્રાપ્ત કરે.

૨૫ મુ સ જ્ઞા દ્વાર—

સામાયિક સ યત સ જ્ઞોપયુક્ત એટલે આહારાદિમા આસક્ત હોય કે નોસ જ્ઞોપયુક્ત એટલે આહારાદિમા આસક્તિરહિત હોય ?

ઉત્તર—સ જ્ઞોપયુક્ત હોય અને અસ જ્ઞોપયુક્ત પણ હોય. એ પ્રમાણે છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધિક સ યત માટે જાણવુ.

સૂક્ષ્મસ પરાય ને યથાખ્યાત નોસ જ્ઞોપયુક્ત જ

---

૧ સામાયિક સ યતથી ચડ્યો હોય તો ૨ છેદોપસ્થાપનીયથી ચડ્યો હોય તો

હોય અર્થાત્ આહારાદિ કરતા છતા તેમા આસક્તિ રહિત હોય, સ જ્ઞોપયુક્ત ન હોય.

૨૬ મુ આહાર્ક દ્વાર—

સામાયિક સ યત આહારક હોય કે અનાહારક હોય?

ઉત્તર–આહારક હોય, અનાહારક ન હોય. એ પ્રમાણે સૂક્ષ્મસ પરાય સુધી જાણવુ.

યથાખ્યાત સ યત ( ૧૧–૧૨–૧૩ મે ) આહારક હોય અને (કેવલિસમુદ્ ઘાતના ત્રીજા, ચોથા ને પાચમા સમયે અને ૧૪ મે ) અનાહારક પણ હોય.

૨૭ મુ ભવ દ્વાર—

સામાયિક સ યત કેટલા ભવ ગ્રહણ કરે ?

ઉત્તર–જઘન્ય એક ભવ કરે અને ઉત્કૃષ્ટ આઠ ભવ કરે એ પ્રમાણે છેદોપસ્થાપનીય માટે સમજવુ.

પરિહારવિશુદ્ધિક કેટલા ભવ કરે ?

ઉત્તર–જઘન્ય એક ભવ કરે, ઉત્કૃષ્ટ ત્રણ ભવ કરે. એ પ્રમાણે યથાખ્યાતસ યત સુધી સમજવુ.

૨૮ મુ આકર્ષ દ્વાર—

સામાયિકસ યત એક ભવમાં ગ્રહણ કરી શકાય

એવા કેટલા આકર્ષ કરે અર્થાત્ એક ભવમા કેટલી વાર સામાયિકસયત પ્રાપ્ત કરે ?

ઉત્તર—જઘન્ય એક અને ઉત્કૃષ્ટ શતપૃથક્ત્વ આકર્ષ કરે

છેદોપસ્થાપનીયસયત જઘન્ય એક ને ઉત્કૃષ્ટ વીશ પૃથક્ત્વ [1]આકર્ષ કરે

પરિહારવિશુદ્ધિક જઘન્ય એક ને ઉત્કૃષ્ટ ત્રણ આકર્ષ કરે, કારણ કે એક ભવમા ત્રણ વાર પરિહાર-વિશુદ્ધિકપણુ ગ્રહણ કરી શકાય છે

સૂક્ષ્મસપરાય સયત જઘન્ય એક ને ઉત્કૃષ્ટ ચાર આકર્ષ કરે ઉપશમશ્રેણી એક ભવમા બે વાર થતી હોવાથી અને તે દરેકમા સક્લિશ્યમાન ને વિશુદ્ધ્યમાન બે પ્રકારના સૂક્ષ્મસપરાય હોવાથી ચાર વાર તેની પ્રાપ્તિ કહી છે

યથાખ્યાત સયત જઘન્ય એક અને ઉત્કૃષ્ટ બે આકર્ષ કરે ઉપશમશ્રેણી એક ભવમા બે વાર થતી હોવાથી ૧૧ મે ગુણઠાણે આ આકર્ષ સમજવા.

---

૧ આનો હેતુ સમજાવેલો નથી

હવે અનેક ભવ આશ્રયી કહે છે—

સામાયિક સયત અનેક ભવમા જઘન્ય બે અને ઉત્કૃષ્ટ સહસ્રપૃથક્ત્વ (બે હજારથી નવ હજાર) આકર્ષ કરે

છેદોપસ્થાપનીય સયત અનેક ભવમા જઘન્ય બે અને ઉત્કૃષ્ટ નવ સો ઉપર ને હજારની અદર આકર્ષ કરે [1]

પરિહારવિશુદ્ધિક સયતને જઘન્ય બે ને ઉત્કૃષ્ટ સાત, સૂક્ષ્મસપરાય સયતને જઘન્ય બે ને ઉત્કૃષ્ટ નવ અને યથાખ્યાત સયતને જઘન્ય બે ને ઉત્કૃષ્ટ પાચ આકર્ષ કહ્યા છે તે આ પ્રમાણે—

પરિહારવિશુદ્ધિક સયત એક ભવમાં ઉત્કૃષ્ટ ત્રણ વાર પ્રાપ્ત કરે છે અને તે ત્રણ ભવમાં થઇ શકે છે, તેમા પહેલા ભવમા ત્રણ, બીજા ભવમા બે અને ત્રીજા ભવમાં બે થતા હોવાથી કુલ સાત આકર્ષ થાય છે

સૂક્ષ્મસપરાયના એક ભવમા ચાર આકર્ષ થાય છે ને સૂક્ષ્મસપરાય ત્રણ ભવમાં પ્રાપ્ત થાય છે.

---

૧ આનો પણ હેતુ સમજાવેલો નથી

તેમા પહેલા ભવમા ચાર, બીજા ભવમાં ચાર ત્રીજા ભવમા એક એમ કુલ નવ આકર્ષ થાય છે

યથાખ્યાત ચારિત્ર ત્રણ ભવમા પ્રાપ્ત થાય છે તેમા પહેલા ભવમા બે, બીજા ભવમા બે ને ત્રીજ ભવમા એક—એમ કુલ પાચ આકર્ષ થાય છે.

૨૯ મુ સ યતપણાની સ્થિતિ ( કાળ ) નુ દ્વાર—

એક જીવ આશ્રયી

સામાયિક સ યત કાળથી કયાસુધી હોય ?

ઉત્તર—જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ કાઇ ઊણા નવ વરસે ન્યૂન ક્રોડ પૂર્વ સુધી હોય. એ પ્રમાણે છેદોપસ્થાપનીય માટે પણ સમજવુ. પરિહાર વિશુદ્ધિક જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ૨૯ વ ઊણુ ક્રોડ પૂર્વ સુધી હોય. સૂક્ષ્મસ પરાય સ ય જઘન્ય એક સમય ને ઉત્કૃષ્ટ અ તર્મુહૂર્ત્ત હોય યથાખ્યાત સ યત માટે સામાયિક સ યત પ્રમાણે સમજવુ

અનેક જીવ આશ્રયી સામાયિક સ યત કેટલ કાળ સુધી શાસનમા પામીએ ? એટલે કે સામાયિ સ યતો કાળથી ક્યા સુધી હોય ?

ઉત્તર—સર્વકાળ હોય.

છેદોપસ્થાપનીય સયતો કાળથી ક્યા સુધી હોય?

ઉત્તર—જઘન્ય અઢીસો વર્ષ સુધી હોય ને ઉત્કૃષ્ટ પચાસ લાખ ક્રોડ સાગરોપમ સુધી હોય.

(ઉત્સર્પિણીમાં પ્રથમ તીર્થંકરનુ શાસન અઢીસો વર્ષ સુધી જ હોય તેમા છેદોપસ્થાપનીય સયત હોય અને અવસર્પિણીમા પ્રથમ તીર્થંકરનુ શાસન પચાસ લાખ ક્રોડ સાગરોપમ સુધી હોય તેમાં છેદોપસ્થાપનીય સયત હોય) સામાયિક સયત મહાવિદેહની અપેક્ષાએ સર્વ કાળ હોય.

પરિહારવિશુદ્ધિક સયતો કાળથી કેટલા કાળ સુધી હોય?

ઉત્તર—જઘન્ય કાઇક ઊણા બસો વર્ષ સુધી હોય ને ઉત્કૃષ્ટ કાઇક ન્યૂન બે પૂર્વ કોટી વર્ષ સુધી હોય.

અહીં કાઇક ન્યૂન તે ૫૮ વર્ષ ન્યૂન બસો વર્ષ સમજવા. તે આ પ્રમાણે-ઉત્સર્પિણીમા પ્રથમ તીર્થંકરની પાસે સો વરસના આયુષ્યવાળો મનુષ્ય પરિહારવિશુદ્ધિક ચારિત્ર ગ્રહણ કરે અને તેના જીવિતના અ તે તેની પાસે સો વરસના આયુષ્યવાળો

બીજો કોઇ મનુષ્ય પરિહારવિશુદ્ધિક ચારિત્ર ગ્રહણ કરે, ત્યારપછી તેની પાસે કોઇ ગ્રહણ કરી શકે નહીં, કારણ કે પરિહારવિશુદ્ધિક ચારિત્ર તીર્થંકર ભગવાન પાસે અથવા તીર્થંકર ભગવાનની પાસે જેમણે પરિહારવિશુદ્ધિક ચારિત્ર સ્વીકાર્યું હોય તેમની પાસે જ લઇ શકાય છે એમ બસો વર્ષ થાય પરંતુ પ્રત્યેકને ૨૯ વરસ પછી જ એ ચારિત્રની પ્રતિપત્તિ થતી હોવાથી ૫૮ વર્ષ ન્યૂન બસો વરસ સમજવા આ વ્યાખ્યા ટીકાકારની છે ચૂર્ણિકારની વ્યાખ્યા પણ એ જ પ્રમાણે છે પરંતુ તે અવસર્પિણીના છેલ્લા તીર્થંકરની અપેક્ષાએ છે ઉત્કૃષ્ટ કાળ દેશો ઊણા બે પૂર્વકોટી વર્ષ છે તે આ પ્રમાણે—

પ્રથમ તીર્થંકરની પાસે ક્રોડ પૂર્વના આયુષ્યવાળો કોઇ પરિહારવિશુદ્ધિક ચારિત્ર ગ્રહણ કરે તેના ભવને અંતે તેની પાસે બીજો કોઇ ક્રોડ પૂર્વના આયુષ્યવાળો પરિહારવિશુદ્ધિક ચારિત્ર ગ્રહણ કરે તે બંનેની મળીને પ્રારંભના ૨૯-૨૯ કુલ ૫૮ વર્ષે ન્યૂન બે ક્રોડ પૂર્વની સ્થિતિ જાણવી

એક જીવ આશ્રયી સામાયિક સંયતાદિનો કાળ કહ્યો છે તેની સ્પષ્ટતા—

સામાયિક ચારિત્રની પ્રાપ્તિ પછી તુરતજ મરણ થાય તેની અપેક્ષાએ જઘન્ય એક સમય જાણવો અને ઉત્કૃષ્ટ નવ વર્ષ ન્યૂન પૂર્વકોટી વર્ષ છે, તેની ગણના ગર્ભસમયથી માંડીને કરવી જન્મસમયથી માંડીને કરીએ તો આઠ વર્ષે ન્યૂન પૂર્વકોટી વર્ષ સમજવા.

પરિહારવિશુદ્ધિકનો કાળ જઘન્ય એક સમય તત્કાળ મરણની અપેક્ષાએ જાણવો. ઉત્કૃષ્ટ કાંઇક ન્યૂન ૨૯ વર્ષ ઓછી પૂર્વકોટી કહી છે તે ક્રોડપૂર્વના આયુષ્યવાળો કોઇ કાંઇક ન્યૂન નવ વરસની ઉમરે ચારિત્ર ગ્રહણ કરે તેને વીશ વરસનો દીક્ષાપર્યાય થાય ત્યારે દૃષ્ટિવાદની અનુજ્ઞા મળે. ત્યારપછી તે પરિહારવિશુદ્ધિક ચારિત્ર ગ્રહણ કરી શકે. તેની ૧૮ માસની સ્થિતિ છે છતા અવિચ્છિન્ન પરિણામે જીવન પર્યંત પાળે તેની અપેક્ષાએ તેટલો કાળ જાણવો.

યથાખ્યાત સંયતને ઉપશમાવસ્થામાં મરણની અપેક્ષાએ એક સમય અને કેવળીપણાની અવસ્થાએ દેશોન પૂર્વકોટી કાળ હોય.

૨૦ વીશમુ અંતર દ્વાર—

એક સામાયિક સંયત ને બીજા સામાયિક સંયત વચ્ચે નવી પ્રાપ્તિમા કેટલા કાળનુ અંતર હોય ?

ઉત્તર—જઘન્ય એક સમય ને ઉત્કૃષ્ટ સંખ્યાત વર્ષોનું હોય. એ રીતે યથાખ્યાત સુધી સમજવું.

સામાયિક સંયતોનું કેટલું અંતર હોય?

ઉત્તર—અંતર ન હોય.

છેદોપસ્થાપનીય સંયતોને કેટલું અંતર હોય?

ઉત્તર—જઘન્ય ત્રેસઠ હજાર વર્ષો ને ઉત્કૃષ્ટ અઢાર કોડાકોડી સાગરોપમનું અંતર હોય

પરિહારવિશુદ્ધિક સંયતોને કેટલું અંતર હોય?

ઉત્તર—જઘન્ય ચોરાશી હજાર વર્ષ અને ઉત્કૃષ્ટ અઢાર કોડાકોડી સાગરોપમનું અંતર હોય

સૂક્ષ્મસંપરાય સંયતોને જઘન્ય એક સમય ને ઉત્કૃષ્ટ છ માસનું અંતર હોય.

યથાખ્યાત સંયતોને અંતર ન હોય.

ઉપર છેદોપસ્થાપનીય સંયતનું જઘન્ય અંતર ૬૩૦૦૦ વર્ષનું કહ્યું છે તે અવસર્પિણીનો છઠ્ઠો આરો ને ઉત્સર્પિણીનો પહેલો ને બીજો આરો એ ત્રણ આરા ૨૧૦૦૦-૨૧૦૦૦ વર્ષના હોવાથી જઘન્ય અંતર એ પ્રમાણે સમજવું ઉત્કૃષ્ટ અંતર ઉત્સર્પિણીના

